1921



કીંમત
એક આનો.



# સ્વદેશ કાવ્ય.



આવૃત્તિ ૩.




પ્રત
૬૦૦૦.

૯૫૩૯

## માતૃ સેવા.

અમે તો હિન્દના યુવક, *લડીશું હિન્દને માટે;
અમે તો હિન્દના બાળક, મરીશું માતને માટે.
નથી ડરતા નથી કરતા, અમે તો જાનની પરવા;
અમોને ડર નથી કોનો, અમે જન્મ્યા છીએ મરવા.
અમે આ યજ્ઞ આરંભ્યો, ગીતાના મંત્રને ગાઇશું;
અમારા ગાંધીજી હોતા, બલીદાનો અમે થઇશું.
અમે તો હિન્દના પુત્રો, જઈ વસવા સ્મશાનો છે;
થયો અવતાર સ્વદેશી, આ હવે તો ક્ષોભ શાનો છે.
હવે આ હિન્દને કાજે, અમે હોળી લગાડીશું;
અને તે માંહી હોમાઈ, અજબ જવાળા જગાડીશું.
મહાભારત મચાવીશું, અમારા હિન્દને કાજે;
સમર્પણ દેહતો કરશું, અમારા ધર્મને કાજે.
અમે બદલો નથી ચાહતા, બનીશું ભોગ સૌ માટે;
અમે તો ભોગના શોખી, અમારો ભોગ ન્યારો છે.
અમે તો કર્મ યોગીઓ, નથી ફળની કશી પરવા;
તૃષાતો માતૃ સેવાની, અમે તૈયાર રણે ચઢવા.

---

* અસહકારથી.

સંગ્રહ કરી છપાવનાર
બુકસેલર નારણલાલ જદુભાઇ,
મુ. નડીઆદ

# ભારતી સ્નેહ સંગીત.

---

ભલે હો ભિન્ન ભિન્ન અભિધાન,
એક દેહના ભાગ અમે બે હિન્દુ મુસલમાન—ભલે.
દ્વેષ ભાવનું નામ કહો ક્યાં જ્યાં છે સર્વ સમાન,
ઇશ્વર એકજ નામ ભિન્ન છે રામ અને રહેમાન;
સર્વ ધર્મોનું એ ફરમાન,
સ્નેહનું સદા કરો સન્માન—એક.
વેદ કુરાન તણાં છો ચાલે સ્વતંત્ર ધર્મ વિધાન,
હિંદુ મુસલમાં છતાં "અમારો સ્વદેશ હિંદુસ્તાન"
અમો એકજ માના સંતાન,
અમારૂં બંધુ ભાવમાં ધ્યાન—ભલે.
મત્સર મદીરા તજી કરી લ્યો સ્નેહ સુધાનું પાન,
સુખ દુઃખે એકત્ર રહીને મેળવજો મહીમાં માન;
ભિન્નતા હરનારી છે પ્રાણ,
ઐક્યતા કરનારી કલ્યાણ—ભલે.

(ઠક્કુર નારાયણ)..

જ્યારે હિંદમાં સ્વદેશીનો મંત્ર વ્યાપક થશે ત્યારે એક ક્ષણની અંદર કરોડ માણસો હિંદના આર્થિક ઉદ્ધારની ચાવી મેળવી લેશે.

(મહાત્મા ગાંધી).

---

# અમે સત્યાગ્રહી ચેલા.

લેખક:—કલ્યાણજી વિઠલભાઇ મહેતા.

બન્યા ગાંધી ગુરૂજીના, અમે સત્યાગ્રહી ચેલા,
અમારી ટેક જાળવવા, મરી જાવા થયા ઘેલા.
દીધો છે મંત્ર ગાંધીએ, સહીને જીતવું મરવું;
સહીને દુ:ખથી તરવું, ન દુ:ખોથી કદી ડરવું.
નથી કૈં દ્વેષ અંતરમાં, નથી ઘા મારવો સામો;
સહીને જીતવાનો છે, અમારો ન્યાયનો દાવો.
ન કરવું હાજી હા કદીયે, વસ્યું જો અંતરે બીજું;
ભલે શિર જાય તોયે શું? અમારે સત્ય તે કહેવું.
ભલે જંજીરથી જકડે, વતન છો ખાલસા મુકે;
જુલમ અપમાનની ઝડીયો, ભલે અમ શિરપર વરશે.
અમે ના દાસ લક્ષ્મીના, અમારી દાસીએ રહેશે;
અમારા માનને માટે, ખુવારી છો બધી થાશે.
તપાવે યા ડુબાવે કે, અમોને ભઠ્ઠીમાં બાળે;
અમારે જીવવું મરવું, હવે ગાંધીજીના હાથે.
શૂરો સેનાપતિ ગાંધી, અમારો સત્યનો કિલ્લો;
અટળ શ્રદ્ધા અમારી છે, તુટે ના તોપથી તુટયો.
જગતમાં આસુરી શસ્ત્રો, થશે જુઠાં પડી હેઠાં;
છુટયાં જ્યાં સત્યનાં બાણો, અમારા રામનાં છોડયાં.
ધરા આખી ધ્રુજી જાશે, સુણી સત્યાગ્રહી ટંકાર;
ઉતરશે દેવ સ્વર્ગેથી, લઇને હાથમાં જયમાળ.

# વન્દેમાતરમ્ સ્તોત્ર.

શુદ્ધ સુંદર અતિ મનોહર મંત્ર વન્દેમાતરમ;
મૃદુલ સુખકર દુખહારી મંત્ર વન્દેમાતરમ.
મંત્ર યહ હૈ તંત્ર યહ હૈ જંત્ર વન્દેમાતરમ;
સિદ્ધિદાયક બુદ્ધિદાયક એક વન્દેમાતરમ.
ઓજમય બલ કાંતિમય સુખ શાંતિ વન્દેમાતરમ;
મતિ પ્રદાયક અતિ સહાયક મંત્ર વન્દેમાતરમ.
હરઘડી ઘરબાર હો હરનામ વન્દેમાતરમ;
હરદમ હમેશાં બોલીએ ગુરૂમંત્ર વન્દેમાતરમ.
જપીએ નિરંતર શુદ્ધ મનસે મંત્ર વન્દેમાતરમ;
સોતે સમય ખાતે સમય કલ્ગાન વન્દેમાતરમ.
આઠો પ્રહાર દીલમેં રહે મૃદુતાન વન્દેમાતરમ;
મુખસે હૃદયસે રાતદીન હો જાપ વન્દેમાતરમ.
તેગસે શિરભી કટે ભુલો ન વન્દેમાતરમ;
મ્હોંતકી ઘડીઆં ગુંજાદો નાદ વન્દેમાતરમ.
જેલમેં હો તો જપો શુભ જાપ વન્દેમાતરમ;
બેડીયાં ઝંકાર દે શુભ તાન વન્દેમાતરમ.
વિર ગોલી તોપકી હે આડ વન્દેમાતરમ;
તેગ બરછી કે લીયે હૈ ઢાલ વન્દેમાતરમ.
કર્ણકા દૃઢ કવચ હે એક શબ્દ વન્દેમાતરમ;
વિશ્વ વિજયી શત્રુ વિજયી મંત્ર વન્દેમાતરમ્.

( નાગપુર કોંગ્રેસ. )

ભારત હમારા દેશ હૈ, હિત ઉસકા નિશ્ચય ચાહેંગે;
ઉસકે હિતકે કારણે, હમ કુછ ન કુછ કર જાયેંગે.
ભારત અમારી માતૃભુમી, ઉસકાઋણ હમપર હે બહુત,
ઉસકે મિટાને કે લીયે, હમ કુછ ન કુછ કર જાયેગે.
ભારત કે દુખપ્રદ અવનતિપર, કયોં ન અશ્રુ બહાવેંગે,
ઊનકે હટાનેકે લીયે, હમ કુછ ન કુછ કર જાયેંગે.
ધર્મવિદ્યા ઔર ધનસે, ઉન્નતિ ભારતકી હોવે,
ઊસ ઉન્નતિ કે માર્ગમેં, હમ કુછ ન કુછ કર જાયેંગે.
સંસાર કે ઉદ્ધાર હેતુ, કૃષ્ણ જન્મે જેલમાં,
તોફિર ભલા કયોં ડરેંગે, કુછ ન કુછ કર જાયેંગે.
ચાહે કિતને કષ્ટ હમકો, કયોં ન હો ઉસકે લિયે,
સબ સહેંગે મર મિટેંગે, કુછ ન કુછ કર જાયેંગે.
(મુંબઇ કોંગ્રેસ.

( સ્વરાજ્ય નાદ )

જય જય હિન્દ અમારો દેશ.
સ્વીકારો એજ જીવન આદેશ:—જય.
પ્રણવ મંત્ર એ વેદ સુત્ર એ દેવ તણો સન્દેશ,
ગેબી ઘોષથી ગગન ગજાવો જય જય સ્વદેશ—જય૦
નમન અમ ભારત ચરણે આજ,
હમારૂં પુણ્યવંતુ એ સ્વરાજ્ય—નમન૦
હૃદય તંતુ ગુંથી આત્મ વિણાનાં, ગાન સુણાવો આજ;
લક્ષીત કંઠથી મુગ્ધ મંત્રએ, જપો સ્વરાજય સ્વરાજ્ય—જય.
( રઘુનાથ. )

## હમો સહુ ભારતનાં સંતાન.

રાગ-(સૌનું કરો કલ્યાણ દયાળુ પ્રભુ સૌનું કરો કલ્યાણ)

ભારતનાં સંતાન હમો સહુ ભારતનાં સંતાન...(૨)
ગાંધી કીચલુ અલી બીરાદરો (૨)
લાલ પાલ ગુણ ખાણ—હમો.
મસહુર બાનું મિસીસ સરોજની (૨)
નીડર રત્ન સમાન—હમો.
શ્રીમતી દેવી સરલા બીરાજે (૨)
અસહકારમાં આગેવાન—હમો.
છે નસે નસમાં ભર્યું હમારૂં (૨)
ભારત ગૌરવ માન—હમો.
ભારતનો ભાગ્યોદય કરવા (૨)
તન મન ધન કુરબાન—હમો.
શીખ અને ગુરખા ખ્રીસ્તી પારૂષી (૨)
મરાઠા મુસલમાન—હમો.
પાઠ નીરૂંતર ઐક્યનો ભણીશું (૨)
કરી વાંકુ સન્માન—હમો.
ગાંધી ગુરૂ ગણી શીક્ષણ લઇશું (૨)
કરવા ઉદય હિંદુસ્તાન—હમો.
અસહકારનું સત્ય શરણું ગ્રહી (૨)
દીપાવીશું હિંદુસ્તાન—હમો.

[ ચોકસી જદુલાલ ]

## હવે મને હિન્દ છે વહાલો.

રાગ-( જમાનો તો બદલાયોરે ).

પાયો મ્હારા ગુરૂજીએ પ્યાલોરે,
હવે મને હિન્દ છે વહાલોરે.
કૌવતાહર કેળવણીએ કીધા, તન મન ધનથી ખુવાર;
માનાપમાનનું ભાન નહિ, બન્યા મુરખના સરદાર,
કર્યો વધુ હાથ જે કાળોરે—પાયો.
કોર્ટ-રણે ખેલે શૂર વકીલો, જીભ તીખી તલવાર;
જીતે કે હારે ન ન્હાવું નીચોવવું, પ્હેલાં ભરે ઘરબાર;
ગુલામીના ગુંથે છે જાળોરે—પાયો.
દાંટીનું પટાઉં ગળે લટકાવીને, ભુખે ખાલી કર્યું પેટ;
મોંમાં માર્યો સુધારાના લાડુનો, કુચો ન ઉતરે હેઠ,
ધતીંગ એ ધારાનું ટાળોરે—પાયો.
સત્યનું શસ્ત્ર ને શીળનું બખ્તર, શાંતિ સમી સજી ઢાલ;
આપ બળે ઝુઝી મરવું કે તરવું, આજ કોણે દીઠી કાલ,
ખોટા બધા અન્ય છે ખ્યાલોરે—પાયો.
શૌકત, મહમદ, ગાંધીને કીચલુ, સ્વાર્થ કર્યો બલીદાન;
હિન્દ તણા અણમુલ હીરા એ, મંત્ર કહે બળવાન,
આહુતિ સ્વાર્થની આલોરે,
પડો પણ પાછા ન ચાલોરે-પાયો. [જીગર].

# જય જય બોલો હિન્દુસ્તાન.

રાગ–(ઝેર ગયાં ને વેર ગયાં વળી કાળા કેર ગયા કરનાર).

હર હર હર મહાદેવ પુકારો, અલ્લાહુ અકબર રહેમાન;
હિન્દુ મોસલીમ એક થઇને, જય જય બોલો હિન્દુસ્તાન.
આ ભૂમી આપણી દેશ આપણો, એ પર જાન કરો કુરબાન;
ત્રીસ કોટી ભારતનાં તનુજો, જય જય બોલો હિન્દુસ્તાન.
એક કુટુંબી ભાઈ આપણે, માતા ભારતનાં સંતાન;
હિંદુ પારસી મુસલમીન સૌ, જય જય બોલો હિન્દુસ્તાન.
મંદિરને મસ્જીદ બન્ને છે, ઈશ્વિર કેરાં ઊંચાં ધામ;
ભાઈ ભાઈમાં ભેદ ન હોયે, જય જય બોલો હિન્દુસ્તાન.
એક નેકને એક ટેકથી, કરો એકતા કેરૂ પાન;
રગ રગમાં સત્યાગ્રહ રેડી, જય જય બોલો હિન્દુસ્તાન.
ધમ ધમ ધમ ધમ ધરા ધ્રુજાવો, ફરકાવો ઉંચાં નિશાન;
સ્વરાજ્યના ડંકા ગગડાવી, જય જય બોલો હિન્દુસ્તાન.
દૈવી યુદ્ધના શાન્ત સૈનિકો, સ્થુળ બળનું હરવા અભિમાન;
સ્વાર્પણ કેરાં શસ્ત્ર સજીને, જય જય બોલો હિન્દુસ્તાન.
તલવારો બંદુક ભાલાથી, ઉંચાં છે આત્માનાં સ્થાન;
શરીર પડે પણ એતો અમ્મર, જય જય બોલો હિન્દુસ્તાન.
વિજય માળ લઈ સ્વર્ગસુંદરી, તત્પર છે કરવા સન્માન;
માતૃ વેદીમાં પ્રાણ અર્પિને, જય જય બોલો હિન્દુસ્તાન.

ચંદુલાલ નંદલાલ દેસાઈ.

# ખીલાફતકે લીએ દુઆ.

ઈલાહી ભરોસા તેરા હર ઘડી હે,
મુસલમાન પર એક મુસ્કીલ પડી હે—ઈલાહી.
તુ મુસ્કીલકો હલકર તેરી શાંબકી હે,
નસારૂકી ફોજે જો સામી ખડી હે—ઈલાહી.
એ ખ્યાલ ઉનકે દીલમેં લોહોગા સબો રોજ,
કે સુલતાનકા મુમલીક બડા હે—ઈલાહી.
ઇસે બેંચ લેવેંગે જો મીલકે બાહમ,
એ સેતાન કે દીલમેં આકર અડી હે—ઈલાહી.
મગર યે નહિ જાનતે વો ખુદાયા,
કે ઇમદાદ ઈનકો ખુદાકી બડી હે—ઈલાહી.
મુસલમાન આપસમેં તુમ એક હો જાવ,
ખુદા ફીરતો ઈમદાદ પર હરઘડી હે—ઈલાહી.
મુસલમાન મીલકર જો કરતે દુવાગે,
દુવા ઊનકી સમશીરસે બડી હે—ઈલાહી.
જલે દીલ જો મીલકર કરતે દુવાયે,
વો આહે નહિ બલકે તોફે બડી હે—ઈલાહી.
મુસલમાનકા જો ચાહતે બુરાહે,
મુખ પર ઈનકે જો લાનત પડી હે—ઈલાહી.
અબ આગે ન કર શક્તે કુચ ઔર કમતર,
ખુદા ઈનકો ટાલે મુસીબત બડી હે—ઈલાહી.

(મોલવી અબદુલ્લા).

## ખાદી—દેશની આબાદી.

બજાવી મોહને બંસી, ભણાવ્યો પાઠ ખાદીનો;
સુતેલું હિન્દ જગાડીને, સુણાવ્યો મંત્ર ખાદીનો. ૧
નીહાળી માલ પરદેશી, બન્યો તો દેશ દીવાનો;
કરી જાદુ એ ગાંધીએ, કર્યો ગુલતાન ખાદીમાં. ૨
ફસાઈ મોહના ફાંસે, બધો આ દેશ ચુસાયો;
દયાએ મોહને લાવી, બતાવ્યો માર્ગ ખાદીનો. ૩
જુવો સ્વરાજ્ય ખેંચાતુ, સુતરના તાંતણે આવે;
સુધરવા હિન્દનું ભાવી, સ્વીકારો વસ્ત્ર ખાદીનાં. ૪
ગઈ ફેશન ભુલી જાવો, ખીલવવા દેશની સિદ્ધિ;
સપુત સંતાન ભારતના, કરો ઉદ્ધાર ખાદીનો. ૫
થતો બરબાદ ના પૈસો, બધો આ દેશમાં રહેતો;
હજારો રંક કુટુંબો, કરે એશાન ખાદીનો. ૬
રીસાઈ ગઈ બધી લક્ષ્મી, કુસંપી હિંદ જાણીને;
મનાવા લક્ષ્મી દેવીને, ધર્યો પોશાક ખાદીનો. ૭
ઘણો રૂડો ઘણો સાંઘો, ટકાઉને ઘણો સાદો;
વહાલા હિન્દને સારૂ, ભલો પોશાક ખાદીનો. ૮
બરોબર રેંટીઆ દેખી, વિદેશી મીલવાળાનાં,
બળે છે હાય! હા હૈયાં, પહેરે હિંદ હવે ખાદી. ૯
વિદેશી માલ પહેરીને, કરેલાં પાપ ધોવાને;
હવે પસ્તાયલા હિન્દે, સ્વીકાર્યો વેશ ખાદીનો. ૧૦
હશે જ્યાં પૂજ્ય એ ખાદી, થશે ત્યાં પુર્ણ આબાદી;
ભલું જો દેશનું ચાહો, સ્વીકારો વેષ ખાદીનો. ૧૧

# ખીલાફતપે મોહબત.

ખીલાફતપે જાં કો ફીદા કર રહે હય,
જો હુકમે ખુદાહે અદા કર રહે હય;
જો સરબી કટે તો ખીલાફત પે અપના,
યેહી હમ તો હકસે દુઆ કર રહે હય. ૧
નબીજી ખબર લો હમારી કે અબતો,
યે ઝાલીમ બહોતહી જફા કર રહે હય;
કીયા હમકો તીરે સીતમકા નીશાના,
યે કયા ખુબ બાયદા વફા કર રહે હય. ૨
દીએ રંગ રૂટ ઔર સરબી કટાયે,
ઔર દસયેબી હમ પર જફા કર રહે હય;
કોઇ હમસે પુછો તો હમ સાફ કહેં દે,
ખીલાફતપે દીલકો ફીદા કર રહે હય. ૩
અજીઝ અપને કટવાયે હમને મગર વોહ,
જફાકે ઈવજમે જફા કર રહે હય;
બતાઇંગે હમ તુમકો આઇંદા વોહ દીન,
અભી કયા બતાયે કે કયા કર રહે હય. ૪
દીખાદેંગે એક રોજ ઈસકા નતીજા,
અભી હમતો આહો બુકા કર રહે હય;
કે રૈયત નવાઝી કયસી હે યારો,
કે હર પરદા હમસે દગા કર રહે હય. ૫
ખબર લો ખુદારાહ મદીને કે વાલી,

કે ઉમ્મત પે કયા કયા જફા કર રહે હય;
રહે તક કયામત ખીલાફત સલામત,
યે બન્દે ખુદાસે દુઆ કર રહે હય. ૬
ખીલાફતકા હો બોલબાલા નઝીર અબ,
ખુદાસે યેહી ઇલતીજા કર રહે હય;
ખીલાફતપે જાં કો ફીદા કર રહે હય,
જો હુકમે ખુદાહે અદા કર રહે. ૭

---

## વહાલા હિન્દને માટે.

હમો સહુ ભરત ભુમીના બાળ, હમારો રામ-અલ્લાહ રખવાળ;
તજી સુખ દુઃખની દરકાર, વહાલા હિન્દને માટે. ૧
ખ્રીસ્તી હિન્દુ મુસલમાન, હમો સૌ એક માત સંતાન;
લાગ્યું સ્વદેશ સેવા તાન, વહાલા હિન્દને માટે. ૨
સમર્પિ પ્રાણ અને કાયા, નીભાવીશ હિન્દની માયા;
ભલે જાયે જીવન દુનિયા, વહાલા હિન્દને માટે. ૩
હ્રદય અમ ઐકયથી ભરીશું, ધરમ ભેદો તજી દઇશું;
સહન કરી સત્યથી લડીશું, વહાલા હિન્દને માટે. ૪
અલી બીરાદરોને ધન્ય, તજી વૃદ્ધ માતને વતન;
કર્યાં કષ્ટો બહુ સહન, વહાલા હિન્દને માટે. ૫
અહાહા દેશ ભક્તિનાં, મોઘેરાં વ્રત ઉજવવા;
કરે કુરબાન તન મન ધન, ગાંધીજી દેશ દુઃખ હરવા. ૬

[ચોકસી જદુલાલ].

## જન્મ ભૂમિનું જય મંગળ.

જય મંગળ પ્રિય જન્મ ભૂમિનું ગજાવીએ:-
ભગીરથ સમ વિરલ વીર, ભારતી સુભટ સુધીર,
ઊર સમુદ્રને હિમાલયે ઉછાળીએ- જય.
જનની અંક ઝુલીએ, ઋતુની રંગ ઝીલીએ;
આત્મબળ-ઊજાસથી બધું ઉજાળીએ- જય.
સત્ય અર્થ સજજ થાઓ, વિજય વાવટા ઉડાવો;
વીર ધર્મથી ધરા સદા ધ્રુજાવીએ- જય.
સત્યથી સચવાય સ્વત્વ, સમજીએ થઈ પ્રવૃત;
ઘુમીએ ઝઝુમી જંગ તો મચાવીએ- જય.
ભુતળ ફોડી ફેંકીએ, ઉંડી જડો ઊખેડીએ;
દોરને દમામ દેશમાં જમાવીએ- જય.
સ્થિતિ સમય સ્વીકારીએ, પ્રવૃતિ યજ્ઞ યોજીએ;
જાતને સ્વદેશ કાજ કાં ન હોમીએ- જય.
માત દીન દુભાય છે, સપુત પીડા પીછાનીએ;
દુધ દીપાવીએ, ઉમંગને વધાવીએ- જય.
દેશ સેવના સ્વધર્મ, અન્ય ન કર્ત્તવ્ય કર્મ;
આત્મભાવથી બધું પ્રભુમય પિછાનીએ-[લલિત] જય.



**સ્વદેશગીતા**-તૈયાર છે. કીંમત એક આનો. વેપારીઓને સસ્તા ભાવથી મળશે. તમારૂં સરનામું મોકલી આપો-જવાબ માટે રીપ્લાઇ કાર્ડ લખો.

# સ્વરાજ્યની ચાવી.

ઘરેઘર રેંટીઆ રાખો, કહે છે મહાત્મા ગાંધી;
સુતરને તાંતણે લઈશું, વીરા સ્વરાજ્યની સિદ્ધિ.—૧
નથી લડવું નથી મરવું, નથી કાંઇ મારવા જાવું;
ભુષણ એ ખાદી પહેરીને, અસહકારી હવે બનવું.—૨
ગુમાવ્યા રેંટીઆ ભાઇઓ, જામ્યો બ્રીટનનો પાયો;
ગુલામી દુર કરવાને, પુનઃ એ રેંટીઓ આવ્યો.—૩
સુદર્શન ચક્રના જેવો, વિજયના નાદ કરનારો;
સકળ સિદ્ધિ એ દેનારો, રૂપાળો રેંટીઓ મ્હારો—૪
શું એનો સ્વર છે મીઠો, રૂડું સંગીત ગાનારો;
મહાત્માને ઘણો વહાલો, સુખી સ્વદેશ કરનારો.—૫
કરો સહુ પાઠને પુંજા, અમારો રેંટીઓ રાજા;
સજીવન રેંટીયો કરતાં, વાગ્યાં સ્વરાજ્યનાં વાજાં.—૬
દયાળું રેંટીઓ મ્હારો, ઘણાનાં પેટ ભરનારો;
જગતમાં છે નહિ આવો, અમુલ્ય દાન દેનારો.—૭
અમારા દેશનું ગૌરવ, સદા છે રેંટીઆ માંહી;
વિસાર્યા રેંટીઆ જ્યારે, ભરાણી કેશનો માંહી.—૮
ડરાવે દેવને દાનવ, એવો છે રેંટીઓ શુરો;
વધારે દેશનું ગૌરવ, સગુણી રેંટીઓ રૂડો—૯
હીરો કહે હાથ જોડીને, પધારો રેંટીઆ બાપુ;
તમારી સેવને ખાતર, કહો તો પ્રાણને આપું.—૧૦

(હીરાલાલ.)

## બાળ યાચના.

( રાગ—અમ્મા મુઝે અચ્છીસી ટોપી દીલાદે. )

મા મને ખાદીની ટોપી અપાવો:
ખાદીની ટોપી અપાવો–મા મને.
ખાદીનું પહેરણ, ખાદીની ધોતલી;
ખાદીની કંથા પહેરાવો—મા મને.
ખાદીનું ફફ્તર ખાદીના જોડા;
ખાદીથી સુંદર બનાવો.
( હા–બાપુ–હા )—મા મને.
બાપુ ગાંધીજીની દેશી નિશાળમાં;
સ્વદેશી ભણતર ભણાવો—મા મને.
પ્રીતે પ્રભુજીનાં ભજનો ગાતા;
રેંટીઓ રૂડા કંતાવો.
( હા–ભાઈ–હા )—મા મને.
સ્વરાજ્ય લેશું સુતરને તાંતણે;
ખાદીનો મહીમા ગવાયો.
( હા–બેટા–હા )—મા મને.
( દોલતરાય સુંદરજી દવે–મુંબઈ. )

## વીર જાગો જાગોરે.

( રાગ—ખમાચ–ત્રિતાલ. )

વીર ! જાગો જાગોરે.
હિન્દ રડત દુઃખથી હાય, હ્રદય તમ શું નવ ચિરાય ?
ાત રૂદન કયમ ખમાય,–સુજન જન જાગો જાગો રે.
ન વહન કરશું હાય,–અમલ બનેલ ધ્રુજત પાય;
નર કઠીન નવ રખાય,–શો સજેલ વાગોરે.

છિન્ન ભિન્ન શી જણાય, અનુપમ માત હિંદ હાય !
રાત દિન ક્ષીણ થાય, તદપિ શું ન દાઝોરે ?
રિબત માત કયમ ઉંઘાય,–ભવ્ય મનન કરી સદાય,
અધમ દ્વેષ પટકી પાય, હિન્દ સૌખ્ય સાધોરે.
રમ્ય દિવ્ય લ્યો ઉપાય,– યત્નમાં છો જીવ જાય;
હામ તો પ્રભુજી સહાય,–વીર જાગો જાગોરે.

[વસંતવિનોદી]

## માતૃભૂમિની વંદના.

એ માતૃ ભૂમિ તેરે ચરણોંમેં શિર નમાઉં;
મેં ભક્તિ ભેટ અપની, તેરી શરણમેં લાઉં—ટેક.
માથે પે તું હો ચંદન, છાતી પે તું હો માલા;
જીવ્હા પે ગીત તું હો, મેં તેરા નામ ગાઉં—એ.
જિસસે સપુત ઉપજે, શ્રી રામકૃષ્ણ જેસે;
ઉસ તેરી ધુલીકોમેં નીજ શીષ પે ચઢાઉં— એ.
માની સમુદ્ર જીસકી ધુલીકા પાન કરકે;
કરતા હૈ માન તેરે ઉસ પૈરકો મનાઉં— એ.
વે દેશ માનવાલે ચઢકર ઉતર ગયે સબ;
ગોરે રહે ન કાલે તુઝકો હીં એક પાઉં— એ.
સેવામેં તેરી સારે ભેદોંકો ભુલ જાઉં—
વહ પુણ્ય નામ તેરા પ્રતિદિન સુનું સુનાઉં— એ.
તેરેહી કામ આઉં, તેરાહી મંત્ર ગાઉં;
મન ઔર દેહ તુઝ પર બલિદાનમેં ચઢાઉં— એ.

# તમારા દેશને માટે.

કશું ના થઈ શકે અમથી અરે એ એમ વદનારા,
જરાતો લાગણી રાખો, તમારા દેશને માટે.
ન-ભીરૂતા બતાવી દો, થયા કાં સુસ્ત ને એદી;
જરા તો આંખ ઉઘાડો, તમારા દેશને માટે.
પડયા જે કારમા ઘા તે, મુંગે મોંઢે સહન કરતાં;
બહુ ઊંઘ્યા હવે જાગો, તમારા દેશને માટે.
ભલે હો પારસી હિંદુ, અગર હોજો મુસલમીનો;
ધરો સમ ભાવના હૈડે, તમારા દેશને માટે.
કરો જે કંઈ બને તે તે, વિસારી દ્વેષને ઈર્ષા;
તજી દો દંભ મગરૂબી, તમારા દેશને માટે.
ધરોના ભાવના કોદી, તવંગર યા ગરીબીની;
સમર્પી તન મન ધનને, સદાના દેશને માટે.
ગણોના તાપને ઠંડી, રૂતુ વર્ષા નહિ જાણો;
શીખી લો-પાઠ સ્વાર્પણનો, તમારા દેશને માટે.
ભુમિને આસ્માનોને, ધ્રુજાવી હાકથી દેતા;
ગયા એ વીર નર તે તો, સદાના દેશને માટે.
સુખોને દેહના ભોગે, કરી તે દેશની સેવા;
ગયા જે જે બધા હીરા, સદાના દેશને માટે.
તમારી જાતને માટે, તમારા ભ્રાતને માટે;
સદા સર્વસ્વ આપી દો, તમારા દેશને માટે.

(અરૂણ).

તૈયાર છે !　　　તૈયાર છે !　　　તૈયાર છે !

# સ્વદેશ કાવ્ય.

# સ્વદેશ ગીતા.

# સ્વદેશ ભકિત.

ઉપરનાં દરેક પુસ્તકની કીંમત ફક્ત એક આનો છે.

છુટક મંગાવનારે ત્રણે પુસ્તકની કીંમત તથા પોષ્ટેજ મળી ફક્ત ચાર આનાની પોષ્ટની ટીકીટો મોકલવી.

દરેક શહેરમાં તથા રેલવેમાં ફરનારા ફેરીઆઓને પાકું સારૂં કમીશન આપવામાં આવશે. ટુંકી મુડીમાં માસીક રૂપીઆ પચાસનો નફો સહેલાઈથી મળી શકશે.

ગામમાં આબરૂદાર એજન્ટો જોઈએ છીએ.

રૂપીઆથી ઓછી કીંમતનું વી. પી. મોકલવામાં આવશે નહિ, જવાબ માટે રીપ્લાઇ કાર્ડ લખો.

છુટક તથા જથાબંધ પુસ્તકો મળવાનું ઠેકાણું

**બુકસેલર જદુલાલ નારણદાસ,**

**મુ. નડીઆદ.**

ઉપરનાં ત્રણે પુસ્તકો નીચેને ઠેકાણેથી મળશે.

**શ્રી લક્ષ્મીવિજય પ્રિ. પ્રેસ (બ્રાન્ચ),**

ઠે. નગરશેઠની મારકીટ, રતનપોળ—અમદાવાદ.

જસમાઇનનો ! આયોડાઇઝ્ડ

# સારસાપેરેલા.



લોહી સુધારનારી સૌથી સરસ દવા તરીકે જ
માઇનનો **સારસાપેરેલા** ઘણોજ અકસીર છે. કેળ
એલાં કુટુંબોમાં તેજ વપરાય છે. ડાકટરો તે
ભલામણ કરે છે. પ્રમેહ, ચાંદી, વિસ્ફોટક, ગુડગુ
ડેડ, ખસ, હરાજ સધીવા, બિગેરે રોગોમાં તેનો
ઘણોજ વખણાવા જેવો છે. કીમત માત્ર રૂ
પી. રૂ. ૧।।। અને ત્રણ સીસી વી. પી. થી

**જસમાઇન એજન્સી,**
**મુ. પોષ્ટ નડીઆદ.** (ગુજરાત

શ્રી લક્ષ્મીવિજય પ્રિન્ટીંગ પ્રેસ (બ્રાન્ચ) માં શેઠ
રાયચંદ છગનલાલે છાપી. ઠે. નગરશેઠની મારકી
નં. ૩૦, રતનપોળ—અમદાવાદ.